# પુનરાવર્તન-3

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) 'આલાલીલા વાંસડિયા રે વઢાવું' લોકગીતના આધારે વાંસળીનું વર્ણન તમારા શબ્દોમાં લખો.

(2) થિયેટર હાઉસફૂલ હોવા છતાં લેખક અને તેમના મિત્રને ફિલ્મ જોવા માટે મૅનેજરે શી વ્યવસ્થા કરી ?

(3) 'રાવણનું મિથ્યાભિમાન' કાવ્યનો સાર તમારા શબ્દોમાં લખો.

(4) 'ભાલકાતીર્થ' વિશે તમારા શબ્દોમાં લખો.

**2. નીચે 'અ' વિભાગમાં કૃતિનાં નામ આપ્યાં છે. 'બ' વિભાગમાં તેના સર્જકનાં નામ આપ્યાં છે. તેને યોગ્ય રીતે જોડો :**

| | અ | | બ |
|---|---|---|---|
| (1) | એક જાદુઈ પત્રની વાર્તા | (1) | ગિરધર |
| (2) | રાવણનું મિથ્યાભિમાન | (2) | રઘુવીર ચૌધરી |
| (3) | સાગરકાંઠાનો પ્રવાસ | (3) | પન્નાલાલ પટેલ |
| | | (4) | રતિલાલ બોરીસાગર |

**3. નીચે આપેલા શબ્દસમૂહ માટે એક શબ્દ આપો :**

(1) કન્યા પોતે વર પસંદ કરે તે માટેનો સમારંભ

(2) મોટો સોનાનો પર્વત

(3) ચારે દિશાઓમાં વિજય

(4) વંશપરંપરાથી ચાલતું

(5) ફરીથી થતું નિર્માણ

4. **નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે ? તે લખો.**

(1) ''આવો, બેસો ! ચા લેશો ને ?'' ____________

(2) ''મહારાજ શિવ સંકટહરણ, રાખજો મારી લાજ;'' ____________

(3) ''એવી તકલીફ રહેવા દો, સાહેબ !'' ____________

(4) ''સાહેબ પ્રવાસનું સ્થળ નક્કી કરવાનું ભૂલી ગયા લાગે છે !'' ____________

(5) ''કંદુકની પેરે ઉછાળું મેરુ, મંદ્રાચળ પરવત.'' ____________

5. **કોઈ પણ એક યાત્રાધામ વિશે આઠથી દસ વાક્યો લખો.**

6. **નીચેનાં વાક્યોમાંથી નામપદ શોધીને લખો :**

(1) સીતાએ શિવને પ્રાર્થના કરી.

(2) નિરંજનના પત્રની અસર થઈ.

(3) માધવ મોરલી વગાડે છે.

(4) સીતાએ રામને વરમાળા પહેરાવી.

(5) આ દક્ષિણધ્રુવની દિશા છે.

7. **નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદ શોધીને લખો :**

(1) વાંસળીમાં ફૂમકાં લટકે છે.

(2) થિયેટર પર હાઉસફૂલનું પાટિયું ઝૂલતું હતું.

(3) ફિલ્મ જોવાની મઝા પડી.

(4) જીતની મમ્મી ઊભી છે.

(5) અમે વડોદરાનું સંગ્રહસ્થાન જોયું.